ॐ

# ॥ श्रीसामवेदीय संध्यादि नित्यकर्म ॥

---

योजनारः—ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा. तेमना

પોતાના પરલોકગત પૂજ્ય પિતા શ્રીલલ્લુભાઈ ઈશ્વર-ભાઈ ત્રિવેદીના સ્મરણાર્થે વિનામૂલ્યે આપવા

પ્રકટ કરનાર

પૂજ્યપાદ પરમાત્મા શ્રીમન્નથુરામશર્માજીના

પાદપદ્મસંસેવિત શિષ્ય

**શિવપ્રસાદ લલ્લુભાઈ ત્રિવેદી.**

૩૮૦૩, નાગરપુર, લાંબીશેરી—અમદાવાદ.

**"अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः"** ॥श्रुति॥

**ભાવાર્થ:**—વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્ય-કર્મ નહિ કરીને દ્વિજ પાપરૂપ દોષને પામે છે.

**"संध्या स्नानं जपो होमः, स्वाध्यायो देवतार्चनम् ।**
**वैश्वदेवातिथेयञ्च, षट्कर्माणि दिने दिने ॥"**

**श्रीपराशर ॥**

**ભાવાર્થ:**—સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, દેવતાની પૂજા તથા વૈશ્વદેવ અને અતિથિનો સત્કાર એ છ કર્મો પ્રત્યેક દ્વિજે પ્રતિદિવસ કરવાં જોઇએ.

નવમી આવૃત્તિ. પ્રત ૧૧૫૦ સમગ્રપ્રત ૮૧૫૦

અમદાવાદ-પીરમહમદશાહરોડ ઉપર ધી "નિર્મળ" પ્રિન્ટિંગ પ્રેસમાં શિવપ્રસાદ લલ્લુભાઈ ત્રિવેદીએ છાપ્યું.

શકે ૧૮૪૯ સંવત ૧૯૮૩ ખ્રીસ્તાબ્દ ૧૯૨૭

# શ્રીસામવેદીય સંધ્યાદિ નિત્યકર્મ.

## અનુક્રમણિકા.

# ભૂમિકા.

બ્રહ્માંડમાંના પ્રાણાપાનના સંધિસમયે પોતાના શરીરમાંના પ્રાણતત્ત્વની શુદ્ધિ કરવામાટે સમષ્ટિના પ્રાણરૂપ સૂર્યમાં રહેલા અંતર્યામીની ઉપાસનારૂપ જે વૈદિકકર્મ દ્વિજોવડે કરવામાં આવે છે તે **સંધ્યા** કહેવાય છે. બ્રહ્માંડમાંના પ્રાણાપાનનો વિશેષ સમય રહેનારો સંધિ સવાર, બપોર, સાંઝ અને અર્ધરાત્રિએ થાય છે, ને શરીરમાંના પ્રાણાપાનના વિશેષ સમય રહેનારા સંધિનો સમય પણ બહુધા તેજ હોય છે. એ રીતે પિંડમાં અને બ્રહ્માંડમાં જ્યારે પ્રાણાપાનનું વહન શિથિલ પડી તે બંનેના સંધિરૂપ જે સુષુમ્ણા તેનું વહન વર્તમાન હોય ત્યારે દ્વિજોએ સંધ્યોપાસના કરવી એમ કૃપાલુ મહર્ષિઓએ નિર્માણ કર્યું છે. મધ્યરાત્રિએ સંધ્યાવંદન કરવાનું કાર્ય દ્વિજોને કષ્ટરૂપ જણાશે એમ વિચારી તે પરમકારુણિક મહર્ષિઓએ તે સમયમાટે આગ્રહ જણાવ્યો નથી, પણ માત્ર ત્રિકાલ સંધ્યાવંદન કરવાનીજ આવશ્યકતા જણાવી છે.

મુદ્રા, ન્યાસ અને શાપવિમોચનાદિ તાંત્રિક ને ક્ષેપક વિષયો વૈદિકક્રિયામાં અગત્યના ન હોવાથી તે આ પુસ્તકમાં આપ્યા નથી, તેમજ પ્રત્યેક મંત્રના આરંભમાં ઋષિ, દેવતા, છંદ ને વિનિયોગ સંસ્કૃતમાં બોલી જવાની વિશેષ આવશ્યકતા ન હોવાથી તે સંસ્કૃતમાં આપ્યા નથી, માત્ર સ્મરણમાં રહેવામાટે ગુજરાતીમાં આપેલા છે. "**અહરહઃ સંધ્યામુપાસીત**" (દ્વિજે નિત્ય નિત્ય સંધ્યાવંદન કરવું) એમ શ્રીવેદભગવાનની આજ્ઞા છે. સ્મૃતિઓમાં પણ પૂજ્ય મહર્ષિઓએ દ્વિજોને સંધ્યાવંદન કરવાની બહુ બહુ આવશ્યકતા બતાવી છે. વળી લાગલાગટ ત્રણ દિવસ સંધ્યાવંદન નહિ કરવાથી દ્વિજ ( બ્રાહ્મણ,

ક્ષત્રિય ને વૈશ્ય ) શૂદ્રભાવને પામે છે, એટલે કે તેનાં શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અંતઃકરણમાં બહુ તમોગુણ વ્યાપ્ત થાય છે, અને તેથી સદસદ્‌વિચારનો નિર્ણય કરવામાં તે અશક્ત થતો જાય છે માટે પોતાનો ઉત્કર્ષ ઇચ્છનાર દ્વિજે યથાકાલે યથાવિધિ સંધ્યોપાસન કરવામાં પ્રમાદ નહિ કરતાં સૂતકના અને અસગવડતાના*સમયમાં પણ યથાવિધિ સંધ્યાવંદન કરવા પ્રયત્ન કરવો જોઇએ.

પ્રાતઃકાલમાં જ્યારે નક્ષત્રો સ્પષ્ટ દેખાતાં હોય ત્યારે પ્રાતઃસંધ્યાનો આરંભ કરે તો તે ઉત્તમ કાલ, નક્ષત્રો ન દેખાતાં હોય એવે સમયે આરંભ કરે તો તે મધ્યમ કાલ ને સૂર્યોદય થયા પછી આરંભ કરે તો તે કનિષ્ઠ કાલ છે. સાયંકાલે સૂર્ય સ્પષ્ટ દેખાતાં છતાં સંધ્યાવંદનનો આરંભ કરે તો તે ઉત્તમ કાલ, સૂર્ય આથમી ગયા પછી આરંભ કરે તો તે મધ્યમ કાલ ને નક્ષત્ર દેખાયા પછી આરંભ કરે તો તે કનિષ્ઠ કાલ જાણવો. દોઢ પ્રહર દિવસ ચઢ્યા પછીથી ઠેઠ સાયંકાલસુધી માધ્યાહ્નસંધ્યાનો સમય ગણાય છે. પ્રાતઃસંધ્યાદિના જે ઉત્તમ મધ્યમ સમય કહ્યા તેમનું ઉલ્લંઘન થઇ જાય તો પ્રાયશ્ચિત્તનિમિત્તે એક અર્ધ્ય વધારે આપવો. અત્યંત અશક્તિને લીધે સંધ્યાનો લોપ થયો હોય તો પ્રત્યેક સંધ્યાદીઠ સો સો ગાયત્રીનો જપ કરવો. ત્રણકરતાં અધિક દિવસ સંધ્યાનો લોપ થયો હોય તો ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત કરવું. શ્રાદ્ધમાં જમ્યા હોય તેણે દશ ગાયત્રીવડે મંત્રેલું જલ પીધા પછી સાંઝની સંધ્યા કરવી. સંધ્યાવિનાનાં અન્ય કર્મો આ ગ્રંથમાં સંક્ષેપમાં આપ્યાં છે માટે જેમને એ કર્મો વિસ્તારથી જાણવાની અભિરુચિ થાય તેમણે શ્રીસામવેદીય આહ્નિકપ્રકાશ વાંચવું. ॥ **इति शिवम्** ॥

* જો અનુકૂલતા ન હોવાથી બધી સંધ્યા ન થઇ શકે એમ હોય તો અર્ઘ્યપ્રદાન અને દશ ગાયત્રીમંત્રનો જપ એ અવશ્ય કરવાં જોઇએ.



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# ॥ श्रीसामवेदीय संध्यादि नित्यकर्म ॥



પ્રાતઃકાલમાં ઊઠી પોતાના ઇષ્ટદેવનું ધ્યાન તથા પોતાના શ્રીગુરુએ ઉપદેશ કરેલા ઇષ્ટમંત્રનો યથાશક્તિ જપ કરી, પૃથ્વીની ક્ષમા માગી, શય્યામાંથી નીચે ઊતરી, ગુરુજનોને વંદન કરી, પશ્ચાત્ આંખો ધોઇ, કોગળા કરી, મલમૂત્રનો ત્યાગ કરવા જવું. પછી યથાવિધિ હાથ-પગાદિ ધોઇ, કોગળા કરી, યોગ્ય વૃક્ષનું બાર કિંવા દશ આંગળ લાંબું, અને ટચલી આંગળીજેવું જાડું, સરલ ને છાલવાળું દાતણુ એક સ્થલે બેસીને કરવું. પછી ઘેર સ્નાન કરવું હોય તો તે નીચે પ્રમાણે કરવું.

## ॥ उष्णोदकस्नानविधि ॥

ઘરે ઉષ્ણુજલવડે[1] સ્નાન કરવું. ટાઢા જલવડે કરવું નહિ. પાત્રમાં તીર્થભાવનાએ થેડું ટાઢું જલ રેડી તે ઉપર ઉષ્ણુ જલ નાંખવું. પછી **ॐ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभिस्त्रवं-तु नः ॥ ॐ आपः पुनंतु०**[2] ને **ॐ आपो हि ष्ठा मयो०**[3]

---

૧ મરણુ, પુત્રાદિકનો જન્મકાલ, સંક્રાંતિ, શ્રાદ્ધદિવસ, પોતાનો જન્મદિવસ અને સ્પર્શને અયોગ્ય એવી વસ્તુનો કિંવા પ્રાણીનો સ્પર્શ એ નિમિત્ત હોય તો ગૃહસ્થે ઉષ્ણુજલે સ્નાન કરવું નહિ.

૨ આ મંત્ર માધ્યાહ્નસંધ્યામાં પૂરો આપેલો છે માટે તેમાં જોવો.

૩ આ મંત્ર પ્રાતઃસંધ્યામાં પૂરો આપેલો છે. જુઓ પૃષ્ઠ ૮

એ ઋચાઓવડે જલ અભિમંત્રી, ગંગાદિ તીર્થોનું સ્મરણ કરી, પછી સ્નાન કરવું. ઘરે સ્નાન કરવામાં આચમન, અઘમર્ષણ અને તર્પણ એ કરવાં નહિ, સ્નાન કર્યા પછી આચમન ને માર્જન કિંવા આચમન એ કરવાં. એ રીતે સ્નાન કરી, સૂકાયેલું પવિત્ર વસ્ત્ર પહેરી, સ્નાનસમયે પહેરેલું ભીનું વસ્ત્ર નીચે નહિ પડવા દેતાં ઢીંચણઉપરથી ઊતારવું. નીચોવેલું તે વસ્ત્ર કર્મકાલે ખભાઉપર ધરવું નહિ. જ્યારે પુરુષ અશુચિ હોય ત્યારે તેણે મૌનપૂર્વક સ્નાન કરી, પછી આચમન કરી, પુનઃ વિધિપૂર્વક સ્નાન કરવું.

## ॥ गौणस्नान ॥

**ॐ आपो हि ष्ठा**[1] ઇત્યાદિ મંત્રવડે અંગને પ્રોક્ષણ કરવું તે મંત્રસ્નાન, દશ ગાયત્રીમંત્રથી જલ મંત્રી તે જલથી અંગને પ્રોક્ષણ કરવું તે ગાયત્ર્યસ્નાન, ભસ્મથી સ્નાન કરવું ( શરીરના ભાગોને થોડી થોડી ભસ્મ લગાડવી ) તે આગ્નેયસ્નાન, વસ્ત્ર પલાળી તેવડે શરીરને લુંછવું તે કાપિલસ્નાન, મૃત્તિકાથી સ્નાન કરવું તે પાર્થિવસ્નાન ને આત્મચિંતન કરવું તે માનસસ્નાન ગણાય છે. એમાંનું જે ગૌણસ્નાન કરવું હોય તેનો સંકલ્પ કરીને તે ગૌણસ્નાન કરવું. પ્રત્યેક સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર પહેરી, ધોયેલું ઉપવસ્ત્ર ધારણ કરવું. ગૌણસ્નાન કરવાથી જપ તથા સંધ્યા ઇત્યાદિ કરી શકાય છે, પરંતુ તેવા સ્નાનથી શ્રાદ્ધકર્મ તથા દેવપૂજા ઇત્યાદિ કરી શકાતાં નથી. આ સ્નાનો માત્ર શરીરની અસુખાકારીના પ્રસંગમાંજ કરવાનાં છે. શરીર સ્વસ્થ હોય છતાં ગૌણસ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરવું એ યોગ્ય નથી.

## ॥ भस्मनां त्रिपुंड्रनो विधि ॥

સ્નાન કરી રહ્યા પછી તેના અંતમાં, અને સંધ્યા, જપ, હોમ,

1 પ્રાતઃસંધ્યામાં જુઓ.

વૈશ્વદેવ, દેવપૂજન, યજ્ઞ, શ્રાદ્ધ, દાન તથા સ્વાધ્યાયના (બ્રહ્મયજ્ઞના) આરંભમાં અવશ્ય ભસ્મના ત્રિપુંડ્ર કરવાં જોઇએ, વા હોવાં જોઇએ. પ્રથમ ડાબા હાથમાં થોડી ભસ્મ લઇ, તેપર જમણો હાથ રાખી, સંપુટ કરી, **ॐ अग्निरिति भस्म, वायुरिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म, व्योमेति भस्म, सर्वं ह वा इदं भस्म, मन एतानि चक्षूंषि भस्मानि ॥** એ મંત્રવડે તે ભસ્મને મંત્રી તેમાં **ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥** એ મંત્રવડે થોડું જલ નાંખી પછી બંને હાથની વચલી ત્રણ આંગળીઓવડે તે ભસ્મને **ॐ त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्धनम् । उर्वारुकमिव बंधनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥** એ મંત્ર બોલી મસળવી. પછી તે શ્રીસૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મવડે લલાટ, કંઠ, હૃદય, ખભા, બાહુઓના સંધિઓ, નાભિ, પડખાં અને શિર એ સ્થાનકે **ॐ नमः शिवाय ॥** એ મંત્રવડે ત્રિપુંડ્ર કરવાં.

---

# ॥ अथ संध्याप्रयोगः ॥

## ॥ अथ प्रातःसंध्या ॥

બહાર જલાશયમાં ટાઢે પાણીએ કે ઘેર ઉષ્ણ પાણીએ વિધિપૂર્વક સ્નાન કરી રહ્યા પછી પવિત્ર વસ્ત્ર પહેરી, ડાબા ખભાપર બીજું પવિત્ર ઉપવસ્ત્ર રાખી, પવિત્ર સ્થલે પવિત્ર આસનપર[1] પૂર્વાભિમુખે

---

૧ દર્ભનું, મૃગચર્મનું, વ્યાઘ્રચર્મનું કે ઊનનું બનાવેલું આસન સંધ્યાવંદનના કામમાં લેવું. કેવલ ઊઘાડી ભૂમિપર કે લાકડાના ઊઘાડા આસનપર કે સૂત્રાઉ વસ્ત્રપર બેસી સંધ્યાવંદન કરવું નહિ.

સ્વસ્તિકાદિ આસનથી બેસવું. આગળ બે તરભાણી, પવિત્ર જલથી[2] ભરેલું પંચપાત્ર, આચમની, અર્ઘીઉં તથા અર્ઘ્યપ્રદાન કરવાના જલનું પાત્ર[3] એ રાખવાં. પછી સ્વસ્થ થઈ ભસ્મનાં (વિભૂતિનાં) શરીરના લલાટાદિ ભાગપર વિધિપૂર્વક ત્રિપુંડ્ર કરવાં. પછી હાથ ધોઈ જમણા હાથની હથેળીમાં એક માષાભાર સોનાની ગોળી ડુબે એટલું જલ લઇ તે હાથનો અંગૂઠો તથા ટચલી આંગળીને પૃથક્ રાખી, તે હાથને ડાબા હાથની તર્જની આંગળી અડાડી રાખી, આચમન[4] કરી, તે હથેળીને ધોઇ નાંખવી. આચમન લઇ રહ્યા પછી પ્રત્યેક સમયે તે હથેળી ધોવાની છે એ સ્મરણમાં રાખવું. પછી નીચે લખેલો ગાયત્રીમંત્ર બોલી શિખા બાંધવીઃ—

ॐ। भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॐ ॥[5]

---

૨ એ પાણી ફીણવાળું, પરપોટાવાળું, ઊનું, ખારું કિંવા ડોળું ન જોઇએ. મલિન જલ હોય તો તેને શુદ્ધ કરી ઉપયોગમાં લેવું. ઊનું જલ શુદ્ધ હોય ને તે વિના બીજું ટાઢું જલ અપ્રાપ્ય હોય તો તેને ટાઢું પાડી કામમાં લેવું. જે દેશનું પાણી ભૂમિના દોષને લીધે ખારાશવાળું હોય તે દેશમાં તેવા જલને દશ ગાયત્રીમંત્રથી અભિમંત્રી ઉપયોગમાં લેવું.

૩ એ પાત્રો તાંબાનાં કિંવા રૂપાનાં હોવાં જોઇએ.

૪ આચમન કરતી વેલા હસવું કે બોલવું નહિ, તેમજ આડું-અવળું જોવું નહિ, પગમાં પાદુકાદિ કાંઇ ન પહેરવું, ગળામાં વસ્ત્ર ન વીંટાળવું, તેમજ માથે પણ વસ્ત્રાદિ કાંઇ ન બાંધવું. આચમન જમણા હાથના અંગૂઠાના મૂલઆગળથી કરવું.

૫ ગાય+ત્રી=ગાયત્રી—ગાનારને (યથાવિધિ જપ કરનારને) પાપથી તારનાર.

પછી હાથ ધોઇ, જમણા હાથવડે આચમનીમાં જલ લઇ, નીચે બતાવેલી રીતે સંધ્યોપાસનાનો સંકલ્પ કરી તે જલ તરભાણીમાં નાંખવું.

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे[६] अमुकपक्षे[७] अमुक-**

---

ॐ એ શબ્દ શ્રીઇશ્વરનો વાચક છે. પ્રત્યેક વૈદિકમંત્રના આરંભમાં તેનો ઉચ્ચાર કરવાની આવશ્યકતા છે. **भूः भुवः स्वः** એ ત્રણ વ્યાહૃતિઓ છે. વેદમાંથી સારરૂપે ખેંચી કાઢેલ તે વ્યાહૃતિ કહેવાય છે. એ ત્રણ વ્યાહૃતિઓ અહીં સૂર્યના તેજના ( ભર્ગના ) વિશેષણરૂપે વપરાયેલી છે. સૂર્યનું એ તેજ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગમાં વ્યાપેલું છે એ તેનો ભાવાર્થ છે. આઠ આઠ અક્ષરનું એક ચરણ એવાં ત્રણ ચરણ મળીને ગાયત્રી થાય છે, માટે તેને ત્રિપદા પણ કહે છે. પહેલા ચરણમાં **ण्यं** છે તેનું **णियं** ગણવાથી **तत्स**થી **दयात्** સુધીના ૨૪ અક્ષરો થાય છે તે આ પ્રમાણેઃ—

**१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४ १५ १६**
**तत्स वि तु र्व रे णि यं, भ र्गो दे व स्य धी म हि,**
**१७ १८ १९ २० २१ २२ २३ २४**
**धि यो यो नः प्र चो द यात् ॥**

શબ્દાર્થઃ—સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર પ્રકાશવાન્ [ એવા જે શ્રીસૂર્ય ] તેના ઉત્તમ તેજનું [અમે] ધ્યાન કરીએ છીએ; જે [ ઉત્તમ તેજ ] અમારી બુદ્ધિને [ ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં ] પ્રેરે છે.

૬ અહીં જે માસ હોય તે કહેવોઃ—જેમ **कार्तिकमासे, मार्गशीर्ष-**

तिथौ[8] अमुकवासरे[9] यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्त-समवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ममोपात्त-दुरितक्षयार्थं प्रातःसंध्योपासनमहं करिष्ये ॥

પશ્ચાત્ ત્રણ આચમન લઇ જમણા હાથના અંગૂઠા તથા અનામિકા-વડે જમણા કાનની બુટને સ્પર્શ કરવો. પછી નીચેના મંત્રો બોલી મસ્તકપર માર્જન કરવું,—જમણા હાથનાં આંગળાંઓદ્વારા કે દર્ભદ્વારા માથાપર થોડું થોડું જલ છાંટવું:—

ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ १ ॥[10] ॐ यो वः शिवतमो रसस्तस्य

---

मासे, पौषमासे, माघमासे, फाल्गुनमासे, चैत्रमासे, वैशाख-मासे, ज्येष्ठमासे, आषाढमासे, श्रावणमासे, भाद्रपदमासे, आश्विनमासे, अधिकमासे ॥

૭ અહીં જે પક્ષ હોય તે કહેવો:-જેમ शुक्लपक्षे, कृष्णपक्षे.

૮ અહીં જે તિથિ હોય તે કહેવી:-જેમ प्रतिपत्तिथौ, द्वितीयायां तिथौ, तृतीयायां तिथौ, चतुर्थ्यां तिथौ, पंचम्यां तिथौ, षष्ठ्यां तिथौ, सप्तम्यां तिथौ, अष्टम्यां तिथौ, नवम्यां तिथौ, दशम्यां तिथौ, एकादश्यां तिथौ, द्वादश्यां तिथौ, त्रयोदश्यां तिथौ, चतुर्दश्यां तिथौ, पौर्णमास्यां तिथौ, अमावास्यां तिथौ.

૯ અહીં જે વાર હોય તે બોલવો:-જેમ रविवासरे, सोमवासरे, भौमवासरे, बुधवासरे, गुरुवासरे, भृगुवासरे, शनिवासरे ॥

**भाजयतेह नः। उशतीरिव मातरः॥२॥**[११] **ॐ तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ। आपो जनयथा च नः ॥३॥**[१२]

આ મંત્રના સિંધુદ્વીપ ઋષિ, જલ દેવતા ને ગાયત્રી છંદ છે. માથાઉપર માર્જન કરવામાં તેનો ઉપયોગ છે. માર્જન પ્રત્યેક ચરણને અંતે કરવું જોઇએ. પ્રથમ ગાયત્રીવડે ને પછી આ મંત્રોવડે માર્જન કરવું એમ પણ કેટલાક કહે છે.

---

૧૦ શબ્દાર્થ:-હે પાણી ! [તમે સર્વ પ્રાણીઓને ] સુખ આપનાર થાઓ. તે [ પાણી ] અમને અન્નમાટે સ્થાપો. ( અમને સઘળી જાતનાં અન્નની પ્રાપ્તિયોગ્ય કરો. ) [ વળી અમને ] બ્રહ્મદર્શનમાટે [ તથા ] વ્યાખ્યાનમાટે [ સ્થાપો-સમર્થ કરો. ] ૧

૧૧ શબ્દાર્થ:—[ હે પાણી ! ] જે તમારો અત્યંત કલ્યાણકારી રસ [ છે ] તે[ રસ ]ના અમને અહીં ભાગવાળા કરો, [ પુત્રનું ભલું ] ઇચ્છતી માની પેઠે, અર્થાત્ જેમ મા પોતાના દીકરાનું કલ્યાણ ઇચ્છતી તેનું દૂધ આદિ રસથી પોષણ કરે છે તેમ હે જલ ! તમે અમારું પોષણ કરો. ૨

૧૨ શબ્દાર્થ:—હે પાણી ! જે[ અન્ન ]ના નિવાસમાટે [તમે ઓષધિને ] તૃપ્ત કરો છો તે[અન્ન]માટે [અમે] તમને ચારેભણીથી પામીએ છીએ. વળી [ હે જલ ! તમે ] અમને [ પુત્રપૌત્રાદિ] ઉત્પન્ન કરવામાં સમર્થ કરો. ૩

ગાયત્રીનું આવાહન કરવાની જેને ઇચ્છા થાય તેણે માર્જન કર્યા પછી બંને હાથ જોડી રાખી નીચેના મંત્રોવડે તેમનું આવાહન કરવું:-

**पूर्वा संध्या तु गायत्री रक्तांगी रक्तवाससा ।**
**अक्षसूत्रधरा देवी, कमंडलुसमान्विता ॥ १ ॥**
**हंसस्कंधलमारूढा, तथा च ब्रह्मदेवता ।**

ત્યારપછી ત્રણ પ્રાણાયામ કરવા. પ્રાણાયામનો સામાન્યવિધિ આ પ્રમાણે છે:—

આંખો બંધ રાખી, મૌન ધારણ કરી, ડાબા નસકોરાદ્વારા થોડો રેચક કરી, પછી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છિદ્ર દબાવી, જમણા છિદ્રદ્વારા બહારના અમૃતમયવાયુનું યથાશક્તિ આકર્ષણ કરવું. એ વેલાએ ગુદાને સંકોચવી. પછી તે હાથના અંગૂઠાવડે જમણું છિદ્ર પણ રોકી દેવું, અને ડોકને નીચે નમાવી, નીચેના મંત્રનું મનમાં ત્રણ વાર સ્મરણ કરતાંસુધી તે પૂરેલા પવનને રોકી રાખવો. પછી ડોકને પૂર્વવત્ ઉંચી કરી નાભિને બરડાભણી ખેંચી ડાબા છિદ્રઉપરથી અનામિકા તથા ટચલી આંગળી ઊપાડી લઇ, તેવાટે અંતરના પવનને ધીરે ધીરે બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો.[૧૩] આવા ત્રણ પ્રાણાયામ કરવાના છે:-

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यं ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात॥ॐआपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम्[१४]॥**

---

कुमारी ऋग्वेदमुखी, ब्रह्मणा सह आवह ॥ २ ॥
आयाहि वरदे देवि, त्र्यक्षरे ब्रह्मवादिनि ।
गायत्रि छंदसां मातर्, ब्रह्मयोनि नमोऽस्तु ते ॥ ३ ॥

૧૩ આ આરંભના સાધકમાટે કર્મકાંડની પદ્ધતિના પ્રાણાયામ સમજવા. પૂરકથી ચારગણો કુંભક તથા બમણો રેચક કરવો એ યોગમાર્ગની પ્રક્રિયા કઠિન હોવાથી આમાં આપી નથી.

પછીથી નીચેનો મંત્ર બોલી આચમન લેવું—

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंताम् यद्राज्या पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पद्भ्यामुदरेण शिश्ना, रात्रिस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि

---

૧૪ ૐકાર એટલે પ્રણવના બ્રહ્મા ઋષિ, પરમાત્મા દેવતા ને દૈવી-ગાયત્રી છંદ છે. વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ ને કશ્યપ એ સાત, સાત વ્યાહૃતિના ઋષિ છે; અગ્નિ, વાયુ, આદિત્ય, બૃહસ્પતિ, વરુણ, ઇંદ્ર ને વિશ્વે દેવા એ સાત, સાત વ્યાહૃતિની દેવતા છે, ને ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્ ને જગતી એ સાત, સાત વ્યાહૃતિના છંદ છે. ગાયત્રીમંત્રના વિશ્વામિત્ર ઋષિ, સવિતા દેવતા ને ગાયત્રી છંદ છે. ગાયત્રીના શિરના પ્રજાપતિ ઋષિ, બ્રહ્મા, અગ્નિ, વાયુ ને આદિત્ય દેવતા; ને યજુષ્ છંદ છે. એ બધા મંત્રનો પ્રાણાયામમાં ઉપયોગ છે.

ગાયત્રીની આગળ જે સાત વ્યાહૃતિ છે તે સૂર્યના તેજના વિશેષણરૂપે છે, ને ગાયત્રીનો શિરોભાગ પણ સૂર્યના તેજના વિશેષણરૂપે છે. એ સાત વ્યાહૃતિવડે એ નામના સાત લોક સમજવા. ગાયત્રીના શિરોભાગનો શબ્દાર્થ આ પ્રમાણે છેઃ–[ વળી એ તેજ ] જલરૂપ, જ્યોતીરૂપ, રસરૂપ, અમૃતરૂપ, વ્યાપકરૂપ, ઉપજાવનાર, રક્ષણ કરનાર, લય કરનાર [ તથા ] ૐકારરૂપ [ છે. ]

**इदमहं माममृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥** [१५]

આ મંત્રના નારાયણ ઋષિ, સૂર્ય દેવતા ને પ્રકૃતિ છંદ છે, અને મંત્રાચમન લેવામાં તેનો ઉપયોગ છે.

એ પ્રમાણે આચમન કરી રહ્યા પછી જમણી હથેળીમાં જલ રાખી ડાબા હાથના અંગૂઠાવડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી, જમણી હથેળીને નાકના જમણા છિદ્રઆગળ રાખી, થોડો પૂરક કરી, નીચેનો મંત્ર એકશ્વાસે એક વાર મનમાં બોલી, તે નાસિકાદ્વારા હથેળીમાંના જલપર રેચક કરવો. પછી તે જલને જોયા વિના ડાબા હાથભણી દૂર ફેંકી દેવું.

**ॐ ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत । ततो रात्र्यजायत ततः समुद्रो अर्णवः ॥ समुद्रादर्णवादधिसंवत्सरो अजायत । अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ सूर्याचंद्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चांतरिक्षमथो स्वः ॥** [१६]

આ મંત્રના અઘમર્ષણ ઋષિ, અનુષ્ટુપ્ છંદ ને ભાવવૃત દેવતા છે; અને અઘમર્ષણ કરવામાં તેનો ઉપયોગ છે.

---

૧૫ શબ્દાર્થ:—સૂર્ય તથા યજ્ઞ અને યજ્ઞના પતિઓ ( ઇંદ્રાદિ દેવો ) અસાંગયજ્ઞકૃત પાપોથી મારી રક્ષા કરે. [ મેં ] રાત્રિએ મનથી, વાણીથી, હાથથી, પગથી, પેટથી [ને] લિંગથી જે પાપ કર્યું હોય તે [ પાપ ] રાત્રિ દૂર કરે, [તથા] મારામાં જે કાંઇ પાપ [ હોય તે ] આ- [ પાપ ]ને [ તથા ] લિંગશરીરને મરણરહિત જગત્કારણ સૂર્યોપાધિક સ્વયંપ્રકાશમાં હું હોમું છું. [તે] સારી રીતે હોમેલાં થાઓ.

૧૬ શબ્દાર્થ:—સર્વત્ર પ્રકાશવાન્ પરબ્રહ્મથી પ્રથમ પ્રકૃતિ તથા

એવી રીતે અઘમર્ષણ કરી રહ્યા પછી તે હથેળી ધોઇ આચમન લેવું. ત્યારપછી સૂર્યના સામા ઊભા રહી, ખોબામાં કિંવા અર્ઘ્યપાત્રમાં જલ લઇ, સપ્રણવ ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીમંત્રવડે સૂર્યને ત્રણ અર્ઘ્ય આપવા. અનુકૂલતા હોય તો એ અર્ઘ્ય ચંદન, અક્ષત તથા પુષ્પસહિત આપવા. દિવસ ઊગી ગયા પછી સંધ્યા કરવામાં આવે તો પ્રાયશ્ચિત્તનિમિત્ત પુષ્પસહિત એક ચોથો અર્ઘ્ય ઉપરની રીતે આપવો. અર્ઘ્ય આપતી વેલા તર્જની તથા અંગૂઠાને અડવા દેવાં નહિ, ને ખોબાને ઉંચો લાવી સૂર્યને અર્પણ કરતા હોઇએ તેમ બીજી તરભાણીમાં થોડું જલ નાંખી તેમાં કે બીજી પવિત્ર જગાએ તે જલ રેડવું.

પછી બંને પગના ફણાપર ઊભા રહીને, તથા બંને હાથ ઉંચા કરીને, નીચેના બે મંત્રોદ્વારા શ્રીસૂર્યનું ઉપસ્થાન કરવું. એ મંત્રોમાંના પહેલા મંત્રના પ્રસ્કણ્વ ઋષિ ને ગાયત્રી છંદ છે, અને બીજાના કુત્સ ઋષિ ને ત્રિષ્ટુપ્ છંદ છે, બંનેના દેવ સૂર્ય છે. સૂર્યનું ઉપસ્થાન કરવામાં તેમનો ઉપયોગ છેઃ—

**ॐ । उदु त्यं जातवेदसं देवं वहंति केतवः । दृशे विश्वाय**

---

મહત્તત્ત્વ ઉપજ્યાં. પછી અહંકાર ઉપજ્યો. પછી પરિણામ પામનાર તન્માત્રસમૂહ [ ઉપજ્યો. ] પરિણામ પામનાર તન્માત્રસમૂહથી પછી સ્થૂલભૂતસમૂહ ઉત્પન્ન થયો. [ પછી ] વિશ્વને રચવામાં સમર્થ બ્રહ્મા પૂર્વકલ્પપ્રમાણે દિવસરાત્રિના વિભાગ કરનાર સૂર્યચંદ્રમાને સૃજતા હવા, [તેમજ] મહર્લોક તથા પૃથ્વી ને અંતરિક્ષ તથા સ્વર્ગલોક [ પણ સૃજતા હવા. ]

सूर्यम् ॥ १ ॥ ॐ चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः । आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ २ ॥[१७]

ઉપસ્થાન થઇ રહ્યા પછી ઊભા રહીને સ્થિરચિત્તે દશ, અઠ્ઠાવીશ, એક સો આઠ કે એક સહસ્ર આઠ ગાયત્રીમંત્રનો જપ અર્થના સ્મરણપૂર્વક કરવો[૧૮]. જપ કરમાલાથી કિંવા રુદ્રાક્ષની માલાથી હાથને નાભિપર રાખી તેપર વસ્ત્ર ઢાંકી કરવાનો છે. અનામિકાનો વચલો વેઢો, પછી તેનો પહેલો વેઢો, પછી ટચલીનો પહેલો બીજો ને ત્રીજો વેઢો, પછી અનામિકા ને મધ્યમાના ઉપલ્યા વેઢા ને પશ્ચાત્ તર્જનીનો ત્રીજો બીજો ને પહેલો વેઢા મળીને કરમાલા થાય છે. મધ્યમાનો પહેલો તથા બીજો વેઢો એ કરમાલાનો સુમેરુ ગણાય છે.

---

૧૭ શબ્દાર્થઃ—તે પ્રકાશરૂપ દેવ સૂર્યને કિરણો જગતના પ્રકાશને માટે ઉત્કર્ષથી ધારણ કરે છે,–ઉંચે લઇ જાય છે. [તે સૂર્યને અમે પામીએ છીએ. ] ૧

શબ્દાર્થઃ-દેવતાઓના સમૂહરૂપ, મિત્રદેવતાના વરુણદેવતાના [ને] અગ્નિદેવતાના ચક્ષૂરૂપ, [આ સૂર્ય] વિચિત્રતાથી ઉદય પામે છે. જંગમ અને સ્થાવરના આત્મરૂપ [ આ ] સૂર્ય [ પોતાનાં કિરણોના સમૂહથી ] સ્વર્ગ અને પૃથ્વી [ તથા ] અંતરિક્ષને પૂરતા હવા. ૨

૧૮ જેણે ગાયત્રીનું આવાહન કર્યું હોય તેણે જપ કર્યા પછી નીચેનો મંત્ર બોલી ગાયત્રીનું વિસર્જન કરવું. વિસર્જનનો મંત્ર બોલતી વેલા બંને કરતલો સર્પસાખાં રાખવાંઃ—

उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।

પછી ગુરુ, દેવ અને બ્રાહ્મણને પૃથ્વીને સ્પર્શ થાય એવી રીતે હાથ રાખી, નમસ્કાર કરવા. [૧૯]

પછી આચમનીમાં જલ લઇ **अनेन प्रातःसंध्याख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥** એમ બોલી તે જલ તરભાણીમાં નાંખી સંધ્યાની સમાપ્તિ કરવી.

## ॥ इति प्रातःसंध्या ॥

## ॥ अथ माध्याह्नसंध्या ॥

માધ્યાહ્નસંધ્યામાં જે વિશેષ ક્રિયા ભિન્નપણું છે તે દર્શાવવામાં આવે છે.

સંકલ્પમાં **माध्याह्नसंध्योपासनमहं करिष्ये**[૨૦] એમ કહેવું.[૨૧]

---

**ब्राह्मणेभ्योऽभ्यनुज्ञाता गच्छ देवि यथासुखम् ॥१॥**

૧૯ જોડેલા હાથથી આચાર્યના સ્વરૂપની ભાવના કરી તેમને નમસ્કાર કરવા, અને પછી જોડેલા હાથ પ્રદક્ષિણાની રીતે માથાની આસપાસ ફેરવી નીચેનો મંત્ર બોલી સૂર્ય તથા અગ્નિ આદિ દેવને અને બ્રાહ્મણોને નમસ્કાર કર્યાની નમન કરી ભાવના કરવીઃ—

**ॐ। आसत्यलोकात्पातालादालोकालोकपर्वतात् ।**
**ये संति ब्राह्मणा देवास्तेभ्यो नित्यं नमो नमः ॥१॥**

૨૦ **શબ્દાર્થઃ—હું** માધ્યાહ્નસંધ્યાની ઉપાસના કરીશ.

૨૧ જો ગાયત્રીનું આવાહન કરવું હોય તો તે નીચેના મંત્રોદ્વારા કરવુંઃ—

મંત્રાચમન નીચેના મંત્રોદ્વારા લેવું:-

**ॐ । आपः पुनन्तु पृथिवीं, पृथिवी पूता पुनातु माम् ।**
**पुनन्तु ब्रह्मणस्पतिर्, ब्रह्म पूता पुनातु माम् ॥ १ ॥**
**यदुच्छिष्टमभोज्यं च यद्वा दुश्चरितं मम ।**
**सर्वं पुनन्तु मामापोऽसतां च प्रतिग्रहं स्वाहा ॥ २ ॥**[२२]

એના વામદેવ ઋષિ, અનુષ્ટુપ્ છંદ તથા જલ દેવતા છે; ને આચમન લેવામાં તેનો ઉપયોગ છે.

ગાયત્રીમંત્રવડે શ્રીસૂર્યને એક અર્ધ્ય ઉંચે ઊછાળીને આપવો. ગાયત્રીમંત્રનો જપ હૃદયઆગળ હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

સમાપ્તિમાં **अनेन माध्याह्नसंध्याख्येन** ઇત્યાદિ કહેવું.

બાકીનું બીજું બધું પ્રાત:સંધ્યાપ્રમાણે કરવું.

**॥ इति माध्याह्नसंध्या ॥**

---

**मध्याह्नकाले या संध्या, श्वेतांगी श्वेतवाससा ।**
**वृषस्कंधसमारूढा, तथा च रुद्रदैवता ॥ १ ॥**
**युवा यजुर्वेदमुखी, रुद्रेण सह आवह ।**
**आयाहि वरदे देवि, त्र्यक्षरे रुद्रवादिनि ॥**
**सावित्रि छंदसां माता, रुद्रयोनि नमोऽस्तु ते ॥ २ ॥**

૨૨ શબ્દાર્થ:—પાણી પૃથ્વીને ( સ્થૂલશરીરને ) પવિત્ર કરે. પવિત્ર થયેલી પૃથ્વી (સ્થૂલશરીર) મને (ક્ષેત્રજ્ઞને) પવિત્ર કરે. [ વળી તે પાણી] આચાર્યને પવિત્ર કરે. પવિત્ર થયેલા વેદ મને પવિત્ર કરે. જે એઠું અને નિંદિત ભોજન [મેં કર્યું હોય,] તથા [જે] અપ્રતિગ્રહનો પ્રતિગ્રહ [મેં કરેલો હોય,] અથવા મારામાં જે દુરાચરણ [ હોય, તે ] સર્વથી જલ મને પવિત્ર કરે. [ આ આચમનવડે સર્વ પાપો ] સારી રીતે હોમેલાં થાઓ.

## ॥ अथ सायंसंध्या ॥

સાયંસંધ્યામાં જે વિશેષ કિંવા ભિન્નપણું છે તે દર્શાવવામાં આવે છે.

સંકલ્પમાં **सायंसंध्योपासनमहं करिष्ये** એમ કહેવું.[૨૩]

મંત્રાચમન નીચેનો મંત્ર બોલીને લેવું:—

**ॐ अग्निश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः, पापेभ्यो रक्षंताम्, यदह्ना पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम् पद्भ्यामुदरेण शिश्ना, अहस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि, इदमहं माममृतयोनौ, सत्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥** [૨૪]

---

૨૩ ગાયત્રીનું આવાહન કરવું હોય તો તે નીચેના મંત્રોવડે કરવું:—

**अपराण्हे तु या संध्या, कृष्णांगी कृष्णवाससा ।**
**गरुडस्कंधसमारूढा, तथा च विष्णुदेवता ॥ १ ॥**
**वृद्धा सामवेदमुखी, विष्णुना सह आवह ।**
**आयाहि वरदे देवि, त्र्यक्षरं विष्णुवादिनि ॥**
**सरस्वति छंदसां मातर्, विष्णुयोनि नमोऽस्तु ते ॥२॥**

૨૪ **શબ્દાર્થ:**— અગ્નિ તથા યજ્ઞ ને યજ્ઞના પતિઓ (ઇંદ્રાદિ દેવો) અસાંગયજ્ઞકૃત પાપોથી મારી રક્ષા કરે. મનથી, વાણીથી, હાથથી, પગથી, પેટથી [ને] લિંગથી દિવસે [મેં] જે પાપ કર્યું હોય તે [પાપ] દિવસ દૂર કરે, તથા મારામાં જે પાપ [ હોય તે ] આ-[પાપ]ને [તથા] લિંગશરીરને મરણરહિત જગતના કારણ સત્યરૂપ સ્વયંપ્રકાશમાં હું હોમું છું. [તે] સારી રીતે હોમેલાં થાઓ.

એ મંત્રના નારાયણ ઋષિ, અગ્નિ દેવતા ને પ્રકૃતિ છંદ છે, અને આચમન લેવામાં તેનો ઉપયોગ છે.

ગાયત્રીજપ બેસીને નાસિકાગ્રપાસે હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

સાયંસંધ્યા પશ્ચિમાભિમુખે કરવી, ગાયત્રીજપ પણ તેજ દિશાભણી બેસીને કરવો.

સમાપ્તિમાં **अनेन सायंसंध्याख्येन** ઇત્યાદિ કહેવું.

બાકીનો ભાગ પ્રાતઃસંધ્યાપ્રમાણે જાણવો.

## ॥ इति सायंसंध्या ॥

## ॥ इति संध्याप्रयोगः ॥

---

## ॥ सूतकमां संध्या करवानो विधि ॥

પ્રાણાયામ મંત્રરહિત કરવા. આચમન મંત્રરહિત લેવું. **ॐ आपो हि ष्ठा** ઇત્યાદિ મંત્રો મનમાં ભણીને માર્જન કરવું. ગાયત્રીમંત્ર સ્પષ્ટ બોલીને તેવડે શ્રીસૂર્યને અર્ધ્યપ્રદાન કરવું. **सूर्यश्च०** એ મંત્રથી આચમન ન કરવું, તેમ ઉપસ્થાન પણ ન કરવું. દશ ગાયત્રીમંત્રનો માનસ જપ કરવો.

---

## ॥ अथ ब्रह्मयज्ञविधिः ॥

પ્રાતઃકાલની કિંવા મધ્યાહ્નકાલની સંધ્યા કર્યા પછી અથવા વૈશ્વદેવમાં કહેલે સ્થલે નિત્યપ્રતિ એક વાર બ્રહ્મયજ્ઞ કરવો. દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, આચમનપ્રાણાયામ કરી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं यथाशक्ति ब्रह्मयज्ञमहं करिष्ये ॥

પછી પ્રણવ અને ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીનો એક વાર પાઠ કરી પશ્ચાત્ નીચેના મંત્રો ભણવાઃ—

ॐ अग्न आयाहि वीतये गृणानो हव्यदातये । निहोता सत्सि बर्हिषि ॥

ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ ॥

પછી નીચે પ્રમાણે બોલી બ્રહ્મયજ્ઞની સમાપ્તિ કરવીઃ—

अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥

॥ इति ब्रह्मयज्ञविधिः ॥

---

## ॥ अथ तर्पणप्रयोगः ॥

તર્પણ પ્રાતઃકાલની સંધ્યા કર્યા પછી અથવા બ્રહ્મયજ્ઞ કર્યા પછી માત્ર એક વારજ કરવું.

દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, આચમનપ્રાણાયામ કરી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं देवऋषिमनुष्यपितृतर्पणमहं करिष्ये ॥

પછી નીચેના મંત્રો ભણી દેવ, ઋષિ તથા પિતૃઓને ઉદ્દેશે તલસહિત જલનો વા એકલા જલનો એક અંજલિ દેવોઃ–

ॐ आब्रह्मस्तंबपर्यंतं देवर्षिपितृमानवाः तृप्यंतु पितरः सर्वे मातृमातामहादयः ॥ १ ॥ अतीतकुलकोटीनां सप्तद्वीपनिवासिनाम् । आब्रह्मभुवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥२॥

એ અંજલિ દેવતીર્થથી એટલે આંગળીઓનાં અગ્રોથી આપવો, ને અંજલિમાંનું જલ પવિત્ર ભૂમિપર વા તરભાણામાં નાંખવું. પછી નીચે પ્રમાણે અર્પણનું ઉચ્ચારણ કરી તર્પણની સમાપ્તિ કરવીઃ–

अनेन यथाशक्ति देवऋषिमनुष्यपितृतर्पणाख्येन कर्मणा पितृरूपी जनार्दनवासुदेवः प्रीयतां न मम ॥

॥ इति तर्पणप्रयोगः ॥

---

## ॥ अथ शिवपूजनविधिः ॥

ભસ્મનાં ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષ ધારણ કરી, આચમનપ્રાણાયામ કરી, ॐ श्रीमन् महागणाधिपतये नमः ॥ એમ બોલી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ

अमुकवासरे श्रीसदाशिवप्रीत्यर्थं अमुकाशिवपूजनमहं करिष्ये ॥

પછી પવિત્ર જલથી ભરેલા પૂજાના કલશની પૂજા કરી શ્રીશંકરનું ધ્યાન કરવું, ને તે જલમાંથી થોડા જલવડે પૂજાના સર્વ દ્રવ્યને તથા સ્વશરીરને ॐ आपो हि ष्ठा० એ મંત્રથી પૂજા કરતા પહેલાં પ્રોક્ષણ કરવું.

પછી નીચે પ્રમાણે પૂજા આરંભવી:—

ॐ नमः शिवाय स्नानं समर्पयामि ॥ ॐ नमः शिवाय गंधं समर्पयामि ॥ ॐ नमः शिवाय पुष्पाणि समर्पयामि ॥ ॐ नमः शिवाय धूपं समर्पयामि ॥ ॐ नमः शिवाय दीपं समर्पयामि ॥ ॐ नमः शिवाय नैवेद्यं समर्पयामि ॥

ઉપરના મંત્રોવડે તે તે ઉપચારો અર્પણ કરી પછી તેજ મંત્રથી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવાં. પછી તે પંચાક્ષરમંત્રનો દશ વાર કિંવા એક સો આઠ વાર જપ કરી પછી પ્રાર્થના કરવી, ને અંતે નીચે પ્રમાણે બોલી તે પૂજા સમાપ્ત કરવી:—

अनेन पूजनेन श्रीसांबसदाशिवः प्रीयतां न मम ॥

॥ इति शिवपूजनविधिः ॥

---

## ॥ अथ वैश्वदेवप्रयोगः ॥

પવિત્ર ભૂમિપર સંમુખ કુંડ રાખી, તેમાં જે અગ્નિપર પાક કર્યો હોય તે અગ્નિને સ્થાપન કરી, તથા તેની પાસે ઘીવાળો ભાત તાંબાના પાત્રમાં રાખી, પૂર્વાભિમુખે બેસી, આચમનપ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीपरमेश्वरप्रीत्यर्थं वैश्वदेवाख्यकर्माहं करिष्ये ॥

પછી કુંડમાંના અગ્નિને વાંસની ભુંગળીથી ફુંકી, પ્રજ્વલિત કરી, અગ્નિનું ધ્યાન તથા આવાહન કરી, તે અગ્નિનું ચંદનાદિવડે પૂજન કરવું. પછી ૐ अग्नये नमो नमः ॥ એમ બોલી, જમણા હાથમાં જલ લઇ, કુંડની આસપાસ ઈશાનકોણથી ઈશાનકોણપર્યંત જલધારા કરવી. પછી લાવી રાખેલા ભાતનું ગાયત્રીમંત્રવડે પ્રોક્ષણ કરી તેવડે કુંડમાંના પ્રદીપ્ત અગ્નિમાં દેવતીર્થથી નીચેના મંત્રોવડે આહુતિઓ દેવી.

**ॐ भूः स्वाहा । इदमग्नये न मम ॥ ॐ भुवः स्वाहा । इदं वायवे न मम ॥ ॐ स्वः स्वाहा । इदं सूर्याय न मम ॥ ॐ भूर्भुवः स्वः स्वाहा । इदं प्रजापतये न मम ॥ ॐ अग्नये स्विष्टकृते स्वाहा । इदमग्नये स्विष्टकृते न मम ॥ इति देवयज्ञः ॥**

પછી તે અગ્નિના પશ્ચિમભાગમાં ભૂમિપર જલથી એક વેંતનું મંડલ કરી તેપર ઉત્તરાગ્ર ત્રણ દર્ભો પાથરી તેપર નીચે પ્રમાણે બલિહરણ*કરવું:-

---

* બલિહરણપટ્ટ આ પ્રમાણે થાય છે.-

પૂર્વ.

ઉત્તર.   દક્ષિણ.

०
४ गृ० नमः
० ०
३ भू० प० नमः ५ अ० पितृ०
०
२ स० भू० नमः
० ०
६ इदम० १ वि० दे० नमः

પશ્ચિમ.

મધ્યમાં:—ॐ विश्वेभ्यो देवेभ्यो नमः । इदं वि० दे० न मम ॥१॥ ॐ सर्वेभ्यो भूतेभ्यो नमः । इदं स० भू० न मम ॥२॥ ॐ भूतानां पतये नमः । इदं भू० प० न मम ॥३॥ ॐ गृह्योक्त-देवताभ्यो नमः । इदं गृ० न मम ॥ ४ ॥ इति भूतयज्ञः ॥

પછી ડાબો પગ વાળી, દક્ષિણભણી મુખ રાખી, અપસવ્ય થઇ, પિતૃતીર્થથી એટલે જમણા હાથના અંગૂઠા ને તર્જનીના મધ્યભાગથી અવશિષ્ટ અન્નનો પિતૃબલિ દક્ષિણભણી નીચેના મંત્રવડે મૂકવો:-
ॐ अस्मत् पितृभ्यः स्वधा । इदं अस्मत् पितृभ्यो न मम ॥ ५ ॥ इति पितृयज्ञः ॥

પછી જનોઇને સવ્ય કરી, બ્રહ્મયજ્ઞ ન કર્યો હોય તો કરી, ઘરમાં દેવપૂજા હોય તો મંત્રપુષ્પપૂર્વક ઘૃતપક્વાન્નાદિ નૈવેદ્ય સમર્પણ કરવું. પશ્ચાત્ જનોઇને કંઠમાં કરી મનુષ્યતીર્થથી ટચલી આંગળીના મૂલ-આગળથી ઉત્તરભણી નીચેનો મંત્ર બોલી એક ગ્રાસજેટલું અન્ન મૂકવું:-

ॐ इदमन्नं सनकादिमनुष्येभ्यो हन्त । इदं सनकादिमनुष्येभ्यो न मम ॥ ६ ॥ इति मनुष्ययज्ञः ॥

પછી ગાયને માટે તથા શ્વાનને માટે થોડું થોડું અન્ન કાઢી રાખવું. પશ્ચાત્ કુંડમાંથી વિભૂતિ લઇ તે લલાટ, કંઠ, બે બાહુમૂલ ને હૃદય એ સ્થાને ધારણ કરી નીચેના મંત્રથી અગ્નિનું વિસર્જન કરવું:-

गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थाने परमेश्वर ।
यत्र ब्रह्मादयो देवास्तत्र गच्छ हुताशन ॥ १ ॥

પછી નીચે પ્રમાણે બોલી તે કર્મ શ્રીપરમેશ્વરને અર્પણ કરવું:-

**अनेन वैश्वदेवाख्येन कर्मणा श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

પછી કોઇ અતિથિ આવેલો હોય તો તેને ભોજન કરાવી પશ્ચાત્ ગૃહસ્થે કુટુંબસહિત ભોજન કરવું.

**સૂચના:**—પિતા વૈશ્વદેવ કરતા હોય તો પિતાથી અવિભક્ત પુત્રે ગ્રામાંતરમાં પોતે રહેતો હોય તોપણ પૃથક્ વૈશ્વદેવ કરવો નહિ, માત્ર વ્યાહૃતિથી ત્રણ આહુતિ અગ્નિને આપવી, ને ગોગ્રાસ તથા શ્વાનભાગ કાઢવા.

પિતા વૈશ્વદેવ ન કરતા હોય તો પિતાના પ્રતિનિધિરૂપે પુત્રે સમગ્ર વૈશ્વદેવ કરવો.

## ॥ इति वैश्वदेवप्रयोगः ॥

---

## ॥ अथ भोजनविधिः ॥

જલપાત્ર સાથે રાખી પવિત્ર સ્થલે પૂર્વ આદિ દિશાભણી મુખ રાખીને બેસી, જલનું મંડલ કરી, તેપર ભોજનપાત્ર મૂકવું. તેમાં રાંધેલું અન્ન પીરસાઇ રહ્યા પછી હાથમાં જલ લઈ ગાયત્રીમંત્રવડે પ્રોક્ષણ કરી તે પાત્રમાં પીરસેલા અન્નને પવિત્ર કરવું. પછી દિવસે **सत्यं त्वर्तेन परिषिंचामि** એ મંત્રવડે તથા રાત્રિએ **ऋतं त्वा सत्येन परिषिंचामि** એ મંત્રવડે પાત્રની આસપાસ પ્રદક્ષિણાની રીતે જલની ધારા કરવી. પછી તે ધારાના જમણા ભાગમાં જમણી-બણીથી ડાબીભણી જાય એમ ભાતના ત્રણ બલિ મૂકવા; તે આ પ્રમાણે:-૧ લો:-**ॐ भूपतये नमः** ॥ ૨ જો:-**ॐ भुवनपतये नमः**॥

ને ૩ જો ॐ **भूतानां पतये नमः** ॥ પછી ॐ **अमृतोपस्तरणमसि स्वाहा** એ મંત્ર બોલી આચમન લેવું. પછી ડાબા હાથની મધ્યમા, (વચલી,) અનામિકા અને અંગૂઠાવડે ભોજનપાત્રને સ્પર્શ કરીને તથા મૌન ધારણ કરીને ॐ **प्राणाय स्वाहा,** ॐ **व्यानाय स्वाहा,** ॐ **अपानाय स्वाहा,** ॐ **समानाय स्वाहा** ને ॐ **उदानाय स्वाहा** એ પાંચ મંત્રોવડે, પ્રત્યેક મંત્રે એક એક એમ પાંચ આહુતિ ઘીવાળા અથવા દૂધવાળા ભાતની પ્રાણને આપવી. પછી પાત્રપરથી ડાબો હાથ ઊપાડી લઇ, ધોઇ, જલનો સ્પર્શ તે હાથની અનામિકાવડે બન્ને નેત્રને કરવો. ત્યારપછી રુચિપ્રમાણે જમવું. પાત્રનો સ્પર્શ તથા મૌન એ પ્રાણાહુતિસુધી આવશ્યક છે, પછી રાખવાં કે ન રાખવાં તે સ્વેચ્છાપર છે. જમી રહ્યા પછી ઉચ્છિષ્ટ અન્નની પાત્રની ડાબી બાજુએ ચિત્રાહુતિ રાખી પશ્ચાત્ જમણા હાથમાં પાણી લઇ ॐ **अमृतापिधानमसि स्वाहा** એ મંત્રવડે અર્ધું પાણી પી જઇ અર્ધું જે ઠેકાણે ચિત્રાહુતિ મૂકેલ છે તે ઠેકાણે પિતૃતીર્થની રીતે એટલે અંગૂઠા તથા તર્જનીના મધ્યભાગથી રેડવું. પછી હાથ તથા મુખ ધોઇ, સોળ કોગળા કરી, બે આચમન લેવાં.

બંને પ્રકારના આશૌચમાં જમવાસમયનું બલિદાન, પાંચ પ્રાણાહુતિ ને ડાબે હાથે પાત્રનો સ્પર્શ ઇત્યાદિ કહ્યા પ્રમાણે કરવાં, તેમનો ત્યાગ ન કરવો.

---

## ॥ अथ यज्ञोपवीतधारणप्रयोगः ॥

સૂતકની તથા ગ્રહણની સમાપ્તિએ, ચાર માસે અથવા આકસ્મિક ત્રુટી જાય ત્યારે કે એવે બીજે પ્રસંગે નીચેના વિધિપ્રમાણે નવું જનોઇ ધારણ કરવું.

પ્રથમ યજ્ઞોપવીતને જલથી પ્રક્ષાલન કરી, પછી આચમન લઇ, એક પ્રાણાયામ કરવો. પછી જમણા હાથની હથેળીમાં વા આચમનીમાં જલ લઇ નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्ठानसिद्ध्यर्थं नवीनयज्ञोपवीतधारणमहं करिष्ये ॥**

પછી જનોઇ કરસંપુટમાં રાખી તેનું દશ ગાયત્રીમંત્રવડે અભિમંત્રણ કરવું. પછી બંને હાથમાં જનોઇ રાખી, તે હાથ ઉંચા કરી, નીચેના મંત્રો ભણી, પછી બંને હાથ નીચા કરી, ડાબા ખભાપર ડાબા હાથદ્વારા તે ધારણ કરવું. ગૃહસ્થ હોય તેણે તેવીજ રીતે બીજું જનોઇ ધારણ કરવું.

**ॐ । यज्ञोपवीतं परमं पवित्रं, प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं, यज्ञोपवीतं बलमस्तु तेजः ॥१॥**

**ॐ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥ २ ॥**

ત્યારપછી આચમન કરી, દશ ગાયત્રીમંત્રનો જપ કરી, પછી જૂનું ઉપવીત ॐ **समुद्रं गच्छ स्वाहा०** એ મંત્ર બોલીને કિંવા **एतावद्दिनपर्यंतं ब्रह्म त्वं धारितं मया । जीर्णत्वात्त्वत्परित्यागो गच्छ सूत्र यथासुखम् ॥** એ મંત્રનું ઉચ્ચારણ કરીને કાઢી નાંખવું, ને કરેલો જપ શ્રીસૂર્યભગવાનને નીચે પ્રમાણે બોલી અર્પણ કરવો:-

**अनेन नवयज्ञोपवीतधारणार्थे कृतेन यथाशक्ति गायत्रीजपकर्मणा श्रीसवितादेवता प्रीयतां न मम ॥**

**॥ इति यज्ञोपवीतधारणप्रयोगः ॥**

ૐ

## ॥ ॐ श्रीसद्गुरुपरमात्मने नमः ॥

# ॥ अथ श्रीदक्षिणामूर्तिस्तोत्रम् ॥

विश्वं दर्पणदृश्यमाननगरीतुल्यं निजांतर्गतं,
पश्यन्नात्मनि मायया बहिरिवोद्भूतं यथा निद्रया ।
यः साक्षात्कुरुते प्रबोधसमये स्वात्मानमेवाद्वयम्,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ १ ॥

અર્થ:—દર્પણમાં દેખાતી પ્રતિબિંબિત નગરીની પેઠે પોતાના અંતઃકરણમાં રહેલા વાસનામય વિશ્વને જેમ નિદ્રાએ કરીને બહારના જેવું દેખીએ છીએ તેમ આત્મામાં કલ્પિત રીતે રહેલા આ જગતને માયાએ ને દૃશ્યની વાસનાએ કરી બહાર ઉદ્દભૂતની પેઠે દેખતાં છતાં જે આત્માના જ્ઞાનના સમયમાં અદ્વયરૂપ પોતાના આત્માનેજ અપરોક્ષ કરે છે તે શ્રીસદ્ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૧

बीजस्यांतरिवांकुरो जगदिदं प्राङ्निर्विकल्पं पुनर्,
मायाकल्पितदेशकालकलनावैचित्र्यचित्रीकृतम् ।
मायावीव विजृंभयत्यपि महायोगीव यः स्वेच्छया,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ २ ॥

અર્થઃ—વૃક્ષાદિના બીજની અંતર સૂક્ષ્મ અંકુરની પેઠે આ પ્રતીત થતું જગત્ પૂર્વે નિર્વિકલ્પ ( નામરૂપાદિની કલ્પનાથી રહિત ) હતું, પછી પોતાની માયાવડે જેમણે કલ્પિત દેશકાલની કલ્પનાથી નામરૂપાદિની વિચિત્રતાએ કરી વિચિત્રની પેઠે કર્યું છે. જેઓ માયાવીની ( બાજીગરની ) પેઠે અને મહાયોગીની પેઠે સ્વેચ્છાએ આ સંસારરૂપ વિલક્ષણ વિલાસને કરે છે તે શ્રીસદ્ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૨

**यस्यैव स्फुरणं सदात्मकमसत्कल्पार्थगं भासते,**
**साक्षात्तत्त्वमसीति वेदवचसा यो बोधयत्याश्रितान् ।**
**यत्साक्षात्करणाद्भवेन्न पुनरावृत्तिर्भवांभोनिधौ,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ३ ॥**

અર્થઃ—જેનું સ્ફુરણ (જ્ઞાન) સદ્રૂપ છતાં અસત્ના જેવા આ દૃશ્ય પદાર્થોમાં અનુસ્યૂત ( પરોવાઇને રહેલું ) ભાસે છે, અને જે "તત્ત્વમસિ" ( તે બ્રહ્મ તું છે ) આ છાંદોગ્યોપનિષદ્ના વચનવડે શરણાગતોને બ્રહ્મનો સાક્ષાત્ બોધ કરે છે, વળી જેના દૃઢ સાક્ષાત્કારથી આ દુઃખમય સંસારસાગરમાં બ્રહ્મજ્ઞાનીનો પુનર્જન્મ થાય નહિ તે શ્રીસદ્ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનતાયુક્ત નમસ્કાર હો. ૩

**नानाछिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं,**
**ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा बहिः स्पंदते ।**
**जानामीति तमेव भांतमनुभात्येतत्समस्तं जगत् ,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ४ ॥**

**અર્થઃ**—ઘણાં છિદ્રોવાળા ઘડાના ઉદરમાં રહેલા મોટા પ્રકાશમય દીવાના પ્રકાશના જેવું પ્રકાશવાળું જેનું જ્ઞાન સ્થૂલશરીરમાંથી ચક્ષુરાદિ ઇંદ્રિયોદ્વારા બહાર સ્ફુરે છે. "હું જાણું છું" એવી રીતે પ્રથમ તેનાજ ભાસમાન થયા પછી આ સમસ્ત જગત્ તેને ભાસે છે તે શ્રીસદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૪

**देहं प्राणमपींद्रियाण्यपि चलां बुद्धिं च शून्यं विदुः,**
**स्त्रीबालांधजडोपमास्त्वहमिति भ्रांता भृशं वादिनः ।**
**मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ५ ॥**

**અર્થઃ**—સ્ત્રી, બાલક, અંધ અને જડની ઉપમાવાળા ચાર્વાક આદિ ઘણા ભ્રાંત વાદિપુરુષો તો સ્થૂલદેહને, મુખ્યપ્રાણને, અગીઆર ઇંદ્રિયોને, ચંચલસ્વભાવવાળી બુદ્ધિને અને શૂન્યને (અભાવને) "હું છું" (એ મારું સાચું સ્વરૂપ છે) એમ જાણે છે તે માયાશક્તિના કાર્યરૂપ આ કલ્પિત ને દુઃખદ મહાવ્યામોહનો સંહાર કરનારા શ્રીસદ્‌ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ શ્રદ્ધાભક્તિવાળા નમસ્કાર હો. ૫

**राहुग्रस्तदिवाकरेंदुसदृशो मायासमाच्छादनात्,**
**सन्मात्रः करणोपसंहरणतो योऽभूत्सुषुप्तः पुमान् ।**
**प्रागस्वाप्समिति प्रबोधसमये यः प्रत्यभिज्ञायते,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ६ ॥**

**અર્થઃ**—આવરણ કરવાના સ્વભાવવાળી માયાવડે સારી રીતે આચ્છાદિત થવાથી અંધકારમય રાહુવડે ઘેરાયેલા પ્રકાશમય સૂર્ય અને

ચંદ્રની પેઠે સન્માત્રરૂપ જે પુરુષ અંતઃકરણના ને ઇન્દ્રિયોના વિલયથી સુષુપ્તિને પામ્યો હતો, અને જે જાગ્રતના સમયમાં "હું પૂર્વે સૂતો હતો" એમ પ્રત્યભિજ્ઞાનનો ( પૂર્વે અનુભવેલાના પુનઃ જ્ઞાનનો ) વિષય કરાય છે તે શ્રીસદ્દગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ સવિનય નમસ્કાર હો. ૬

**बाल्यादिष्वपि जाग्रदादिषु तथा सर्वास्ववस्थास्वपि,**
**व्यावृत्तास्वनुवर्तमानमहमित्यंतः स्फुरंतं सदा ।**
**स्वात्मानं प्रकटीकरोति भजतां यो भद्रया मुद्रया,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ७ ॥**

**અર્થઃ**—બાલ્યાદિક તેમજ જાગ્રદાદિક પરસ્પરભિન્ન તનમનની સર્વે અવસ્થાઓવિષે અનુવર્તમાન, ( તે તે અવસ્થારૂપે પ્રતીત થતા, ) અને "હું છું" એમ શરીરની અંતર સદા સ્ફુરવાવાળા પોતાના સ્વરૂપને શ્રદ્ધાપ્રીતિથી ભજન કરવાવાળાની મધ્યે જે ભદ્રામુદ્રાવડે પ્રકટ કરે છે તે શ્રીસદ્દગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ વિનયપૂર્વક નમસ્કાર હો.૭

**विश्वं पश्यति कार्यकारणतया स्वस्वामिसंबंधतः,**
**शिष्याचार्यतया तथैव पितृपुत्राद्यात्मना भेदतः ।**
**स्वप्ने जाग्रति वा य एष पुरुषो मायापरिभ्रामितम्,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ८ ॥**

**અર્થઃ**—જે આ પુરુષ ( જીવ ) માયાવડે ચારે ગમથી ભ્રાંતિને પામેલો અંતઃકરણની સ્વપ્નાવસ્થાવિષે અથવા જાગ્રદવસ્થાવિષે કાર્યકારણભાવવડે, સ્વસ્વામિસંબંધવડે અને શિષ્યઆચાર્યભાવવડે તેમજ પિતાપુત્ર

આદિ ભિન્ન ભિન્ન સ્વરૂપવડે ભેદથી આ વિશ્વને દેખે છે તે શ્રીસદ્ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવે નમસ્કાર હો. ૮

**भूरंभांस्यनलोऽनिलोंऽबरमहर्नाथो हिमांशुः पुमा-**
**नित्याभाति चराचरात्मकमिदं यस्यैव मूर्त्यष्टकम् ।**
**नान्यत् किंचन विद्यते विमृशतां यस्मात्परस्माद्विभो-**
**स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ९ ॥**

**અર્થ:**—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને પુરુષ (જીવ) એમ આ સ્થાવરજંગમરૂપ જે પરમાત્માની મૂર્તિનું અષ્ટક લોકોને જણાય છે, અને પરમાત્માનો વિચાર કરવાવાળા પુરુષને જે વિભુરૂપ પરમાત્માથી બીજું કાંઇ પણ અહીં વિદ્યમાન જણાતું નથી તે શ્રીસદ્ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ સવિનય નમસ્કાર હો. ૯

**सर्वात्मत्वमिति स्फुटीकृतमिदं यस्मादमुष्मिंस्तवे,**
**तेनास्य श्रवणात्तथार्थमननाद्ध्यानाच्च संकीर्तनात् ।**
**सर्वात्मत्वमहाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः,**
**सिद्ध्येत्तत्पुनरष्टधा परिणतं चैश्वर्यमव्याहतम् ॥ १० ॥**

**અર્થ:**—જેથી આ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમાં એમ આ જીવના વાસ્તવિક સ્વરૂપનો સર્વાત્મભાવ સ્પષ્ટ કર્યો છે તે હેતુથી આ સ્તોત્રના શ્રદ્ધાભક્તિપૂર્વક શ્રવણથી તથા આ સ્તોત્રના અર્થના મનનથી અને શ્રીદક્ષિણામૂર્તિના ધ્યાનથી તથા તેમના નામના સંકીર્તનથી વ્યાવહારિક મહાવિભૂતિસહિત સર્વાત્મભાવરૂપ ઈશ્વરભાવ એવો શુભ પ્રયત્ન કરનારા મનુષ્યને સ્વતઃસિદ્ધ થાય છે. વળી આ સ્તોત્રનો પાઠ આદિ કરનારને

સૂક્ષ્મ ને મહાન્ ઇત્યાદિ આઠ પ્રકારથી વિવર્તપરિણામને પામેલા બ્રહ્મરૂપ અભંગ ઐશ્વર્યની પ્રાપ્તિ પણ થાય છે. ૧૦

### ક્ષેપક શ્લોકો.

वटविटपिसमीपे भूमिभागे निषण्णं,
सकलमुनिजनानां ज्ञानदातारमारात् ।
त्रिभुवनगुरुमीशं दक्षिणामूर्तिदेवं,
जननमरणदुःखच्छेददक्षं नमामि ॥ ११ ॥

અર્થ:—કૈલાસપર્વતપર ભદ્રવટનામના રમણીય વડના વૃક્ષની સમીપમાં નીચેની ભૂમિના ભાગપર બેઠેલા, સર્વ જિજ્ઞાસુ મુનિજનોને કેવલ દયાથી બ્રહ્મજ્ઞાન દેનારા, ત્રણે લોકના પરમગુરુ, ઈશ્વર (જગતના નિયંતા) ને જન્મમરણનાં દુઃખોનો તુરત નાશ કરવામાં અતિચતુર શ્રીદક્ષિણામૂર્તિદેવને હું શ્રદ્ધાભક્તિથી નમસ્કાર કરું છું. ૧૧

चित्रं वटतरोर्मूले, वृद्धाः शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यानं, शिष्यास्तु च्छिन्नसंशयाः ॥१२॥

અર્થ:—પૂર્વોક્ત વડના ઝાડના મૂલમાં વયોવૃદ્ધ શિષ્યો અને શ્રીદક્ષિણામૂર્તિરૂપ યુવાન ગુરુ સ્થિત છે. વળી તે સદ્ગુરુનું ભદ્રામુદ્રારૂપ મૌન વ્યાખ્યાન છે, અને તેમના સનકાદિક શિષ્યો સંશયરહિત થયા છે એ બહુ આશ્ચર્યની વાત છે. ૧૨

ॐ नमः प्रणवार्थाय, शुद्धज्ञानैकमूर्तये ।
निर्मलाय प्रशांताय, दक्षिणामूर्तये नमः ॥ १३ ॥

અર્થઃ- શુદ્ધજ્ઞાનનીજ પ્રત્યક્ષમૂર્તિરૂપ ને પ્રણવના અર્થરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા નમસ્કાર હો. અતિનિર્મલ ને પ્રશાંત એવા શ્રીદક્ષિણામૂર્તિને મારા પુનઃ પુનઃ ભાવપૂર્વક નમસ્કાર હો. ૧૩

निधये सर्वविद्यानां, भिषजे भवरोगिणाम् ।
गुरवे सर्वलोकानां, दक्षिणामूर्तये नमः ॥ १४ ॥

અર્થઃ—સર્વ વિદ્યાઓના મોટા ભંડારરૂપ, ભવરોગીઓના સાચા વૈદ્ય અને સર્વ લોકોના હિતોપદેષ્ટા સાચા સદ્‌ગુરુ શ્રીદક્ષિણામૂર્તિને મારા શ્રદ્ધાભક્તિપૂર્વક વારંવાર નમસ્કાર હો. ૧૪

मौनव्याख्याप्रकटितपरब्रह्मतत्त्वं युवानं,
वर्षिष्ठांतेवसदृषिगणैरावृतं ब्रह्मनिष्ठैः ।
आचार्येंद्रं करकलितचिन्मुद्रमानदरूपं,
स्वात्मारामं मुदितवदनं दक्षिणामूर्तिमीडे ॥ १५ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं श्रीदक्षिणामूर्तिस्तोत्रम् ॥ ॐ ॥

અર્થઃ—મૌનવ્યાખ્યાવડે (ભદ્રામુદ્રાવડે) જેમણે પોતાના સનકાદિ શિષ્યોના હૃદયમાં બ્રહ્મતત્ત્વને પ્રકટ કર્યું છે એવા, મનોહર યુવાવસ્થાને ધારણ કરનારા, સમીપમાં વસતા અતિવૃદ્ધ બ્રહ્મનિષ્ઠ ઋષિઓવડે વીંટાયેલા, હાથવડે કરેલી ભદ્રામુદ્રાને જિજ્ઞાસુઓના પરમહિતમાટે ધારણ કરનારા, પરમાનંદરૂપ, પોતાના સ્વરૂપમાંજ આરામવાળા, પ્રસન્નવદનવાળા અને બ્રહ્મોપદેષ્ટા સર્વ આચાર્યોમાં ઇંદ્રરૂપ એવા શ્રીદક્ષિણામૂર્તિની હું ભાવપૂર્વક સ્તુતિ કરું છું. ૧૫

સમાપ્ત.

---

## શ્રીદક્ષિણામૂર્તિનું વર્ણન.

શ્રીદક્ષિણામૂર્તિ એ શ્રીમહેશ્વરનું એક નામ છે. શુદ્ધસત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિને માયા કહેવામાં આવે છે, ને તે માયાના નિયામક વેદમાં મહેશ્વર એવા નામથી પ્રસિદ્ધ છે. શ્રીદક્ષિણામૂર્તિએ સનકાદિકને ભદ્રામુદ્રાવડે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યાનું સંપ્રદાયવેત્તાઓ આ પ્રમાણે નિરૂપણ કરે છે:—

સનકાદિક ચારે બંધુઓને કોઈ વેળા તત્ત્વજ્ઞાન સંપાદન કરવાની પ્રબલ જિજ્ઞાસા પ્રકટી, તેથી તેઓ સમિત્પાણિ થઈ વિનયપૂર્વક ભગવાન્ બ્રહ્માને શરણે ગયા. ત્યાં તેમની રાજસી પ્રવૃત્તિ જોઈને તેઓને તેમનામાં શ્રદ્ધા પ્રકટી નહિ, એટલે તત્ત્વજ્ઞાનસંબંધી કાંઈ પણ પૃચ્છા તેમને તેમણે ન કરી. પછી તેઓ ભગવાન્ વિષ્ણુની પાસે ગયા. ભગવાન્ વિષ્ણુને શ્રીલક્ષ્મીસાથે વિનોદમાં પ્રવૃત્ત જોઈ તેમની તેમને વિષે પણ શ્રદ્ધા ન ઉપજી, તેથી તેમને પણ તત્ત્વજ્ઞાનસંબંધી કાંઈ પણ પ્રશ્ન ન કરતાં કૈલાસમાં ભગવાન્ રુદ્રની પાસે તેઓ ગયા. ભગવાન્ રુદ્રને પોતાના ગણોની સાથે યથેષ્ટ વિહાર કરતા જોઈ તેમનામાં પણ તેઓને શ્રદ્ધા બેઠી નહિ. પછી તેઓ ઉદાસ થઈ તત્ત્વજ્ઞાનમાં અંતર્યામીની પ્રાર્થના કરતા કરતા કૈલાસપર્વતઉપર વિચરવા લાગ્યા. તેમની શુદ્ધભાવવાળી પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા અંતર્યામિરૂપ શ્રીમહેશ્વર તેમને તત્ત્વોપદેશ આપવામાટે ભવ્ય ભદ્રવડની નીચે ભદ્રામુદ્રાસહિત શ્રીદક્ષિણામૂર્તિરૂપે* પ્રાદુર્ભાવ પામ્યા. તેમની કિશોરઅવસ્થાવાળી આનંદી સૌમ્ય મૂર્તિ જોઈને ચારે ભાઈઓને તેમનામાં અત્યંત શ્રદ્ધા ઉપજી. પછી તેમણે કરેલી ×ભદ્રામુદ્રા જોઈને તેઓ અમારા પ્રતિ આ પ્રમાણે ઉપદેશ કરે છે એમ વિચાર કરતાં તેમને જણાયું:—

"ત્રણ ગુણથી પૃથક્ થયેલો જીવ બ્રહ્મરૂપ છે, અને તે બ્રહ્મ અનાદિઅનંત છે. વળી જીવના હૃદયમાં જે અવિદ્યારૂપી મોટો કાંટો રહ્યો છે તેને કાઢવામાટે આ બ્રહ્મજ્ઞાનરૂપ ચીપીઓ સર્વોત્તમ છે."

એ પ્રમાણે મનવડે નિશ્ચય થતાં તેમના ચિત્તની બ્રહ્મમાં એકાગ્રતા થઈ. એવી રીતે ભદ્રામુદ્રારૂપ મૌનવ્યાખ્યાવડે સદ્ગુરુરૂપ શ્રીદક્ષિણામૂર્તિએ સનકાદિકને ઉપદેશ કર્યો છે.

---

* તત્ત્વોપદેશરૂપ દક્ષિણા આપવામાટે ના દયા દર્શાવવામાં શ્રીમહેશ્વરે જે લીલાવિગ્રહરૂપ મૂર્તિ—આકૃતિ—ધારણ કરી તે દક્ષિણામૂર્તિ.

× હાથની ત્રણ આંગળીઓને ભિન્ન રાખી તર્જની તથા અંગૂઠાને ગોળાકારમાં એકત્ર કરવાં તે ભદ્રામુદ્રા કહેવાય છે. કનિષ્ઠિકા તે તમોગુણને સ્થાને, અનામિકા તે રજોગુણને સ્થાને ને મધ્યમા તે સત્ત્વગુણને સ્થાને છે, તર્જની તે જીવને સ્થાને છે, ને અંગૂઠો તે બ્રહ્મને સ્થાને છે.